શ્રીમંત સરકાર મહારાજા સાહેબ સયાજીરાવ
ગાયકવાડ સેનાખાસખેલ સમશેર
બાહાદુર એમના ઉદાર
આશ્રયથી.

प्राचीनकाव्यमाळा.



ग्रंथ ३५.

कविनेमविजयकृत

# शीलवतीनो रास.

સંશોધન કરી ટીકા સહિત પ્રસિદ્ધ કરનાર
હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા
અને
નાથાશંકર પૂજાશંકર શાસ્ત્રી.
વડોદરા.

સંવત ૧૯૫૧. સન ૧૮૯૫
કીમત ૧-૪-૦.

Under the liberal patronage of
His Highness Maharaja
SAYAJI RAO GAEKWAR
Sena Khaskhel Samsher Bahadur
Baroda

PRACHIN KAVYA MALA,

or

Old Gujarati Poetical Series

Vol XXXV

POET NEMAVIJAYA'S

RASA OF SHILVATI

*Published with annotations*

By

Hargovind Dwárkádás Kántáwálá

and

Náthásharkar Pujáshankar Shástri

A D 1895

Price Re 1 4 0

# પ્રસ્તાવના.

યથાર્થ રાજ્યધર્મ જાણનાર વિવેકી રાજ્યકર્તા પોતાની પ્રજાનું અનેક પ્રકારે કલ્યાણ કરવું, એજ ઇશ્વરકૃપાથી પોતાને પ્રાપ્ત થયેલા સર્વોપરિ પદનું સાર્થક થવું માને છે. તે કલ્યાણ કરવાના વિવિધ પ્રકાર છે. વસુંધરા ( પૃથિવી )નો જે પ્રદેશ પોતાનો છે તેમાં અન્નફળાદિ ઉત્પન્ન કરવાની શક્તિ છે તેનો, તથા તેમાં ધારણ થયેલ વસુ ( ખનિજ ધન રત્નાદિ )ને બહિર્ કઢાવી તેનો, પોતાની પ્રજાની સુખવૃદ્ધિને અર્થે, ઉપયોગ કરે છે; પ્રજાની સુખશાન્તિનો ભંગ ન થતાં તેનો વધારો થવા અનેક પ્રકારની યોજના કરે છે; નિર્મળ જળાશય, સુગમ માર્ગ, ઔષધાલય આદિથી શરીરની સુખાકારીનાં સાધન નિર્માણ કરે છે; તથા વિદ્યાલય, પુસ્તકાલય, ગ્રંથવૃદ્ધિ આદિ મનની સુખશાન્તિનાં સાધન આપે છે. ન્યાયથી, નીતિથી, પ્રીતિથી, સમભાવથી, ઉદારતાથી, પ્રજાને સ્વપ્રજા તુલ્ય ગણી પિતાવત્ સર્વનું પાલન તથા હિત કરવું એજ ધર્મ તથા સ્વાર્થ માની અન્વર્થ જે રાજા પ્રજાનું રંજન કરવા પ્રવર્તે છે, તેની પ્રજા સુખી થાય છે, તથા તેના મનોરથ સફળ થઇ, તે અક્ષય કીર્તિને પામે છે. એ આદિ અનુભવસિદ્ધ થયેલા પ્રામાણિક સિદ્ધાન્તો છે.

શ્રીવડોદરા રાજ્યના વિદ્વાન્, શક્તિમાન્ અને પરમ પવિત્ર મહારાજાધિરાજ શ્રીમન્ત સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બાહાદુર એમના પૂર્વોક્ત ઉદાર વિચારો અને સિદ્ધાન્તો પર બહુ ભાવ, તથા તેવા ઉત્તમ વિચારો ને આચારમાં . આણી પ્રજાનું કલ્યાણ કરવાનો તેમનો મહાન્ પ્રયત્ન, એ સાંપ્રતકાળમાં સર્વ સ્થળે પ્રશંસનીય ગણાતાં દૃષ્ટાંતરૂપ થઇ પડ્યાં છે.

શ્રીમંત મહારાજાધિરાજના એ ઉદાર ભાવથી ઉત્તેજાઇ તા. ૮ મે સન ૧૮૮૯ ની એક સ્મરણી તેઓ નામદારની સેવામાં રજુ કરવામાં આવી હતી. તેનો આશય એ હતો કે વડોદરા રાજ્યમાં થઇ ગયેલા ગૂર્જર કવિઓના અપ્રસિદ્ધ ગ્રંથો પ્રસિદ્ધિમાં આવે તેવી યોજના રાજ્યઆશ્રયથી થાય તો સારૂં.

કવિતા સ્વત. ઈશ્વરની એક વસ્તુ છે ઇશ્વરે કવિઓનેજ પોતાના
નિષ્યદાદી કર્યા છે, અને કવિતાને જેમ આપણે અધિક અનુભવીએ છી
તેમ આપણે સ્નેહમા અને શક્તિમા ઈશ્વર પેઠે થઇએ છીએ.

કવિ વિષે વર્ડ્ઝવર્થ કહે છે કે —

Blessings be with them, and eteinal praise,
Who give us noblei loves, and nobler cues,
The Poets, who on earth have made us heiis,
Of tiuth and puie delight by heavenly lays

. WORDSWORTH

જેઓએ આપણને શ્રેષ્ઠતર પ્રેમ તથા શ્રેષ્ઠતર ઉત્કંઠા આપ્યા છે
કવિઓ ઉપર આશિર્વાદ તથા અનંત પ્રશંસા હો, જેમણે દિવ્ય કાવ્ય
આ જગત ઉપર આપણને સત્યના અને સ્વચ્છ આનંદના ઉત્તરાધિકાર
કર્યા છે

આપણા દેશમા તો કવિને રવિ સમ ગણી તેની બહુ પ્રકારે પ્રશ
કરવામા આવે છે તે પ્રસિદ્ધ છે

સ્વદેશમાના કોટ, રાજમહાલય, ધર્મશાળાઓ, દેવાલય, જળાશ
વિશ્રામસ્થાન આદિ કીર્તિસ્તંભ પૂર્વના રાજા કે ધર્માત્મા ગૃહસ્થો કરા
ગયા હોય છે, તેનો જીર્ણોદ્ધાર કરવો એ મહાપુણ્યનુ કાર્ય છે, એમ ધર્મશાસ્ત્ર
કહ્યું છે, અને સારા રાજાઓ તેમ કરાવે છે પણ ખરા અને તે
સર્વ પ્રજાના સુખભોગમા વૃદ્ધિ થઈ તેમનો આશિર્વાદ મેળવે છે.

કવિના દ્રવતા અન્ત કરણમા ઉત્પન્ન થઇ સહૃદયજનોના અંતકરણ
પ્રવેશી ત્યા વસી સુખાનંદ દેનાર કવિતા, તેનો જીર્ણોદ્ધાર પણ પ્રશંસનીય અ
પુણ્યપ્રદ છે બાળકથી વૃદ્ધ-રંકથી શ્રીમાન્ સુધી સર્વને દુ ખમાં વિશ્રામસ્થા
અને સુખને અધિક કરનાર કવિતા એ પણ સાધન છે એવા એક સુખ

સાધનનો જીર્ણોદ્ધાર પ્રજાના કલ્યાણસાર શ્રીમંત મહારાજાધિરાજ કરાવે છે એ તેમના પ્રજારંજન કરવાના ઉચ્ચ ભાવમાનું એક સુચિન્હ છે

વડોદરા રાજ્યમા થઇ ગયેલા કવિઓની અપ્રસિદ્ધ પ્રાચીન કવિતા સંભાળથી પ્રસિદ્ધિમા લાવવાના હેતુથી નીચે પ્રમાણે કમિટિ નિમવામા આવી છે

## પ્રમુખ.

દિવાન બાહાદુર મણિભાઈ જશભાઈ.

## મેમ્બરો.

રાવબાહાદુર અંબાલાલ સાકરલાલ એમ એ, એલ એલ બી
ખાનબાહાદુર જમસેદજી અરદેશર દલાલ એમ એ, એલ એલ બી
રાવસાહેબ પીતાંબરભાઈ જેઠાભાઇ
રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ

દરેક ગ્રંથની બનતા સુધી અનેક પ્રતો મેળવી તેને શોધી અને ટીકા શબ્દાર્થ આપી વિશેષ ઉપયોગી કરવી વગેરે સર્વ કામ રાવસાહેબ હરગોવિંદદાસની સંભાળ નીચે શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર તથા કવિ છોટાલાલ નરભેરામ આદિ લાયક માણસોથી બનાવવામા આવ્યુ છે પુસ્તકો સબંધી સર્વ વ્યવસ્થા અને જવાબદારી આ કમિટિ તરફ છે કમિટિમાથી કોઇનુ ખાનગી હિત કે સ્વાર્થ આ સબંધમા નથી માત્ર લોકહિતાર્થે કામ જાણી કમિટિએ આ કામ માથે લીધુ છે

વડોદરા રાજ્યનિવાસી કવિઓની કવિતા ઉપરાંત ગુજરાતના બીજા પ્રસિદ્ધ કવિઓની અપ્રસિદ્ધ કવિતાનો ઘણો જથ્થો રાવસાહેબ હરગોવિંદદાસ તથા શાસ્ત્રી નથાશંકરની પ્રશંસનીય શોધથી એકઠો થએલો છે, અને વધારે જથ્થો એકઠો કરવા પ્રયત્ન કમિટિ તરફથી જારી રાખશે એમ ધારવામા આવે છે. આ અપ્રસિદ્ધ કવિતા પણ પ્રસિદ્ધિમા લાવવા યોજના તૈયાર થાય છે, અને તે ઉદ્યમ સફળ થવા ઈશ્વર પાસે પ્રાર્થના છે.

આશા છે કે આ પ્રાચીન ગૂર્જર કવિઓની સુંદર તથા બોધક કવિતાથી વાંચનારનું જ્ઞાન તથા સદ્‌ગુણ, રસજ્ઞતા, રૂચિ, રસિકતા, સહૃદયતાદિ ઉચ્ચ પ્રકારના થઈ વૃદ્ધિ પામશે, અને ગુર્જરવાસી અન્ય સમર્થ કવિઓની કવિતાની પણ તીવ્ર યાચના થઈ પ્રકટ થશે

આ પ્રાચીનકાવ્યમાળાને, કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતના રાજ્યકર્તાઓ તરફથી તથા બીજા ઘણા સદ્‌ગૃહસ્થો તરફથી ઉદાર આશ્રય મળ્યો છે, તે માટે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનવામા આવે છે

| | |
|---|---|
| વડોદરા,<br>સંવત ૧૯૪૬ ના વૈશાખ<br>સુદી ૧, તા ૨૦ એપ્રિલ સન<br>૧૮૯૦, રવિવાર, | મણિભાઈ જશભાઈ. |

તા ક —

ઉપર જે રૂ ૧૨૦૦૦) બાર હજાર ની રકમ મંજુર થયાનુ દર્શાવ્યું છે, તે ઉપરાંત બીજી રૂ ૪૦૦૦) ચાર હજારની રકમ શ્રીમત સરકાર મહારાજાધિરાજ સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બાહાદુર એમના તરફથી બક્ષિસ મળતા આ પ્રાચીનકાવ્યમાળાનુ કામ ચાલુ રહી શક્યુ છે, એ જણાવતા મને ઘણી ખુશી ઉત્પન્ન થાય છે

| | |
|---|---|
| વડોદરા,<br>તા ૨૫ મી જુલાઈ<br>સન ૧૮૯૪ | મણિભાઈ જશભાઈ. |

———

# ग्रंथविवेचन.

ગૂજરાતી પ્રાચીનકાવ્યમાળામાં અત્યાર સુધીમાં જે જે કાવ્યો પ્રગટ થયાં છે, તેના કરતાં આ કંઇ જુદી તરેહનો ગ્રંથ છે અત્યાર સુધી પ્રગટ કરેલાં પુસ્તકોમાં જૈનનો ગ્રંથ એકે આવ્યો નથી.

જૈન કવિઓએ ગુજરાતી ભાષામાં પુષ્કળ ગ્રંથો લખેલા છે. ધર્મને કારણે કે ભાષા જૂની ગૂજરાતી હોવાને કારણે અન્ય ધર્મીઓમાં આવા ગ્રંથો પ્રસાર પામ્યા નથી, પરંતુ એ ગ્રંથો ઘણી રીતે ઉપયોગી હોવાથી આ વખત અમે શીલવતીનો રાસ પ્રાચીનકાવ્યમાળામાં દાખલ કર્યો છે.

આ ગ્રંથનું અવલોકન ત્રણ રૂપે કરવા ધારીએ છીએ. એટલે કેઃ— ૧ ભાષાના ગ્રંથરૂપે, ૨ કવિતાના ગ્રંથરૂપે, અને ૩ જું નીતિના અને કથાના ગ્રંથરૂપે. પણ તે પેહેલાં અમારે કહેવું જોઇએ કે એ ગ્રંથની બે પ્રતો લખેલી અમને મળી હતી. એક સંવત ૧૮૪૭ માં લખાયલી અને બીજી ઘણી જૂની માલમ પડતી હતી, પણ તેમાં તે લખાયાની સાલ જણાવેલી નથી.

બન્ને પ્રતો જો કે સારા અક્ષરથી લખાયલી તથા સંપૂર્ણ હતી તથાપિ કહીં કહીં અશુદ્ધતા તો તેમાં હતીજ. અને તેથી કોઇ કોઇ વાર એ જૂની ગૂજરાતી ભાષાના પાઠને શુદ્ધ કરતાં અમને ઘણી કડાકૂટ પડી હતી.

ગ્રંથ જેવો લખાયલો છે તેવો ને તેવોજ જો ઉતારવામાં આવે તો તેથી હાલના વાંચનારને તે ભાષા તરેહવાર લાગે તેથી અમે કેટલાક ચોકસ નિયમને અનુસરીને પ્રત ઉતારતાં બનતા સુધી ચાલુ ભાષા ને જોડણી વાપરી છે. જો કે તેમ કરતાં મૂળનો પાઠ ફરી ન જાય તે બદલ બનતી સાવધાની રાખી છે તથા કવચિત્ ફેરવવાની જરૂર પડી હશે તો તે અસલ પાઠ અમે તેજ પૃષ્ઠમાં નીચે બતાવવા ચૂક્યા નથી.

અમે કેટલો ને કેવો ફેરફાર કર્યો છે તે જણાવવાને માટે અસલ ગ્રંથમાંથી થોડાક ઉતારા આ નીચે આપીએ છીએ.

( મૂળ પ્રતમાંના પાઠ ).

પૃષ્ઠ ૧ લું.

" અધ્યાપક આઠે પુહર, આપે આલસ છંડ;
ચોતિરૂપ જગદીસ જે, માલેં સમતા સંત. "

પૃષ્ઠ ૨ જું.

" સુખદાયક પરસરસતી, દાયક સમકિત વાન;
તત્વાતત્વ વિચારણા, આખ્યર આપેં ગ્યાંન.
કહેં કવિયણ સદગુરૂતણા, ચરણકમળ નમિ વાય;
સાનિધકારી સીવપૂરા, માંગી તાસ પસાય.
સીલ સમો સંસારમાં, સખર ન કોઇ થોક;
શીલવંત સતીઆંતણા, તે સૂંદર કથા સલોક."

પૃષ્ઠ ૨૯ મું.

" સુણ વ્યવહારી વાત કહૂં સાચી સહી,
વિરહ વ્યથા વિપરીત જાઈ તે કિમ સહી;
જે વસિયા મનમાંહી, વીસર્યા ન વિસરઇ,
કાલજાકેરી કોર કેંહા વિધ નેંસરઇ."

પૃષ્ઠ ૫૩ મું.

" આગઇ હૂતી તાહરી, પ્રીતડલીડડોલ;
અંતર એહવો કિમ હવો, ચિતહૂંતી દમડોળ.
કીજેં નહી કો કિણ થકી, પરમારથ જેં પ્રીત;
નારીડવચણ ઓરડી, તોહી ન છાંડે વિનીત.
કુંમર કહેં મેં આ ભવિં, છાંડ્યો ઇણથી નેહ;
જેહથી મન માંને નહી, તેહને દીજે છેહ.
*          *          *
ઉદાસી અતિહેં થયો, જાવા સહી પરદેશ.
સાંજસમેં સહી માતને, ભુવનેં કીધો પ્રવેશ."

( અમે સુધારેલા પાઠ )

## પૃષ્ઠ ૧ લું.

" અધ્યાપક આઠે પ્રહર, આપે આળશ છંડ,
જ્યોતિરૂપ જગદિશ જે, માંલે સમતા સંત.

## પૃષ્ઠ ૨ જું.

" સુખદાયક વર સરસ્વતી, દાયક સમકિતવાન,
તત્વાતત્વવિચારણા, અક્ષર આપે જ્ઞાન
કહે કવિજન સદ્‌ગુરૂતણા, ચરણકમળ નમીં વાય;
સાન્નિધ્યકારી શિવ પૂરા, માગી તાસ પસાય.
શીલ સમો સંસારમા, શિણગ ન કોઈ થોક;
શીલવંત સતિયોતણા, ( તે ) સુંદર કથા શલોક "

## પૃષ્ઠ ૨૯ મું.

" સુણ વ્યવહારી વાત, કહુ સારી સહી,
વિરહવ્યથા વિપરીત, જાય તે ક્યમ સહી,
જે વશિયા મનમાહિ, વીસર્યા ન વીસરે;
કાળજાકેરી કોર, કયી વિધ નીસરે ? "

## પૃષ્ઠ ૫૩ મું.

" આગે હૂતી તાહરી, પ્રીતડલી [ જ ] અડોલ,
અંતર એવો કયમ હવો, ચિત્તશુ તે ડમડોલ.
કીજે નહિ કો કોઇથી, પરમારથ જે પ્રીત,
નારી અવગુણ ઓરડી, તોય ન તજે વિનીત.
કુંવર કહે મેં આ ભવે, છાડચો એથી નેહ;
જેથી મન માને નહીં, તેને દીજે છેહ

* * *

ઉદાસી અતિશય થયો, જાવા સહી પરદેશ,
સાંજ સમે સહી માતને, ભુવને કીધ પ્રવેશ. "

આ ઉપરથી જોવામાં આવશે કે ગ્રંથની ભાષામાં જે કેટલીક જગોએ અનુસ્વાર ઇકાર હકાર વગેરે વપરાયા છે તેને કાઢી અમે ચાલુ ભાષાને મળતી ભાષા કરવાના સેહેજસાજ યત્ન કર્યા સિવાય મૂળ ગ્રંથનું સ્વરૂપ ન ફરી જાય તે માટે કાળજી રાખી છે

આ ગ્રંથની ટીકા લખતી વખતે એની ભાષાની કઠિનતા અમને માલમ પડી છે તથાપિ એમાંના અર્થ બનતા સુધી સ્પષ્ટ કરવાને જોઇતા ઉપકરણ મેળવવામાં તથા તે તે વિષયને જાણનાર જૈન પંડિતોને પૂછવામાં અમે કસર રાખી નથી અને એમજ કરવું ઘટે આ ગ્રંથ તૈયાર કર્યા પછી પણ બહાર પાડતા પેહેલા ઘણી મુદત વીતી ગઇ છે આ ગ્રંથની ટીકાના કેટલાક ખુલાસા કરવામાં રા રા મગનલાલ ચુનીલાલ વૈદ્ય તરફથી ઘણી કીમતી મદદ મળી છે

આ ગ્રંથની ભાષા જો કે છે તો ગૂજરાતી તથાપિ તેમાં અપભ્રંશ ભાષાના તથા માગધી મારવાડી, શૂરસેની વગેરે ભાષાના શબ્દો અને પ્રયોગ બહુ જોવામાં આવે છે જે ભાષા ગ્રંથમાં વાપરી છે તેજ ભાષામાં બીજા પણ રાસા લખેલા માલમ પડે છે તે ઉપરથી એમ લાગે છે કે જૈન કવિઓને અપભ્રંશ તથા માગધી વગેરે ભાષાઓનો ઘણો સંબંધ હોવાથી તેમની નિત્યની ભાષાજ એવી થઇ ગઇ હશે, કેમકે ઘણા જૈન ગ્રંથો સંસ્કૃત તથા માગધી વગેરેમાં છે આ ગ્રંથમાં બહુધા નાન્યતર જાતિના પ્રયોગ જોવામાં આવતા નથી પણ તેને ઠામે પુરજાતિના પ્રયોગ કરેલા હોય છે જેમ,—

" શીલ મંત્ર સારે સાર મહી,
**ભાખ્યો** શ્રી કિરતાર હો, ભાવે ભવિ સુણો "

( પૃષ્ઠ ૩ જુ )

" ચંદ્રગુપ્તે એમ પ્રયાણ કીધો ભલો,
સેના તણો નહિ પાર, ઉદાર તે નિર્મળો "

( પૃષ્ઠ ૩૨ મુ )

આવા પ્રયોગ હિંદી ભાષામાંથી આવ્યા હશે એમ લાગે છે આ ગ્રંથમાં જે છઠ્ઠી વિભક્તિના પ્રત્યયને ઠામે કોઇ કોઇ જગોએ ચા ચા વગેરે વાપર્યા છે, તે હું ધારું છું કે હિંદી ભાષાના કો કા વગેરેનો અપભ્રંશ લાગે છે જેમ,—

" પુરૂષોત્તમ ગુણવંત સલૂણો,
**આતમચો** આધાર (૨)."

( પૃષ્ઠ ૯૫ મું )

ઇચ્છા જે હોય તમતણી રે પિયુ જી,
તે હિયે **અમચો** તાત, પિયુ દિલ વશી રહો.

( પૃષ્ઠ ૧૦૦ મું )

આ ગ્રંથમાં કેટલાક શબ્દો એવા જોવામાં આવેછે કે જે હાલમાં ગુજરાતી ભાષામાં વપરાતા નથી. જેવા કે, ઇજ્ય, ઉમાહો, વિટલ, પરઘલ, ઇણુહુ, જંપે, વિખાસ, આખ્યિયું, અછે, ગુહિર, પ્રતાલી, પટ્ટકેરા, ઇત્યાદિ.

એકંદર જોતાં આ ગ્રંથમાં ગૂજરાતી ભાષાના અભ્યાસીઓને સારો ખોરાક મળે એમ છે. ગૂજરાતી અને સંસ્કૃતનાં મધ્યવર્તી શબ્દનાં રૂપ એમાંથી પુષ્કળ મળે એમ છે. તથા શબ્દોના અપભ્રંશ કેવી રીતે તથા કેવા નિયમથી થાયછે તે પણ એમાંથી જણાયછે.

નેમવિજય નામે જૈન પંડિતે આ રાસો રચેલો છે. રાસાનો સામાન્ય અર્થ કાહાણી થાયછે, તે ઉપરથી આવા કથાગ્રંથોને રાસો કહેવાનો પરિચય પડ્યો હશે. રાસામાં કહેલી કથાઓ કવિકલ્પિત હશે કે મૂળમાં કાંઇ સત્યતા હોઇને તેમાં કવિની કલ્પનાએ વધારો કર્યો હશે, એવિષે અહીં વિવેચન કરતા નથી, કેમકે તે વાત તો ગ્રંથના સ્વરૂપ ઉપરથીજ સ્પષ્ટ જણાઇ આવે એમ છે. તથાપિ આ કથાઓ ઘણી રસભરિત અને મનોરંજક હોય છે, એમાં તો સંશય નથી. અમારા જોવામાં જે જે રાસા આવ્યાછે, તે સઘળામાં એક વાત અમે સામાન્ય રીતે જોઇછે કે, તે બધામાં અદ્ભુત વાર્તા સર્વોપરિ હોયછે. શ્રોતાના મનને ચમત્કાર ઉત્પન્ન કરવા માટે કવિઓએ તે તે કાળમાં લોકશ્રદ્ધાને અનુસરીને એવાં અદ્ભુત કથન તેમાં દાખલ કર્યાં હશે એમ સમજાય છે. મંત્રસિદ્ધિ, સુવર્ણસિદ્ધિ, રત્નાદિકના ચમત્કારિક ગુણો, ભૂતપ્રેતાદિકની અદ્ભુત ક્રિયાઓ, આકાશગમન, વૃક્ષાદિકનું એક ઠામેથી બીજે ઠામે ઉડી જવું, ઇત્યાદિક અનેક કથાઓ એવા રાસામાં વર્ણેલી હોયછે.

ધર્મને અને સુનીતિને કેવો ગાઢો સંબંધ છે, તે જૈન કવિઓના લખેલા રાસાઓ ઉપરથી સ્પષ્ટ માલમ પડી આવેછે. શીલવતીના રાસમાં સતીના

શીલનું કેવું માહાત્મ્ય છે, તે મુખ્યત્વે કરીને ઠામ ઠામ પ્રતિપાદન કરેલું છે; આખા ગ્રંથમાં એનોજ અભ્યાસ છે. જૈન ધર્મનું આચરણ શ્રેષ્ઠ છે એવું પણ જો કે ગ્રંથકાર વર્ણવે છે, તથાપિ ધર્માચરણનાં મુખ્ય અંગ જે શીલ, સંયમ, વગેરે છે, તેનુંજ પોષણ કરવા તરફ કથાનું વલણ છે. શીલનું વર્ણન આ ગ્રંથમાં બહુ ઉત્તમ રીતે કરેલું છે. મંગળાચરણ કરતાં પણ કવિ લખેછે કે—

" શીલસમો સંસારમાં, શિખર ન કોઇ થોક;
શીલવંત સતિયોતણા, સુંદર કથા શલોક.

એ પછી પેહેલી ઢાળ શરૂ કરતાં પણ શીલનો મહિમા વખાણીને પછી કથા શરૂ કરી છે.

વાર્તા શરૂ કરતાં કવિ કહેછે કે અંગ દેશમાં ચંપાપુરી નગરીમાં સિંહસેન રાજા રાજ્ય કરતો હતો. તેને પુત્ર નહોતો. તેથી તેણે કુળદેવીની આરાધના કરી. કુળદેવીએ એક પુત્રી આપી, તેનું નામ શીલવતી પાડયું. આ શીલવતી ગ્રંથની નાયિકા છે માટે કવિએ પણ તેને અત્યંત રૂપવતી, ગુણવતી, વિદ્યાવતી, અને ધર્મવતી વર્ણવી છે.

શીલવતી મોટી થઇ તેમ તેમ એનું રૂપ ખીલતું ગયું. તેને યોગ્ય કોઇ વર ન મળવાથી તેના પિતાના મનમાં ચિંતા ઉત્પન્ન થઇ એવામાં કોઇ જોશી આવ્યો તેને પૂછવાથી માલમ પડ્યું કે એને સારા કુળનો સ્વામી તો મળશે પણ તેની સાથે એને બાર વરસનો વિયોગ થશે.

એવામાં કોઇ તિલંગ દેશની તિલકાપુરી નામે નગરીમાંથી વેપારી ચંપા નગરીમાં આવ્યા, તેઓ રાજાને મળવા ગયા રાજાએ દેશની હકીકત પૂછતાં તેમણે કહ્યું કે અમારે ત્યાં સિંહરથ રાજા રાજ્ય કરેછે. તેને ચંદ્રગુપ્ત કરીને એક પુત્ર છે. તે ઘણો બુદ્ધિમાન, રૂપાળો, વિદ્વાન, ચતુર, અને સુલક્ષણો છે. 'રાજા આ સાંભળીને પ્રસન્ન થયા અને પોતાના મંત્રીઓને તેમની સાથે તિલકાપુરીમાં વિવાહ કરવા મોકલ્યા

" રૂપ દેખીને થિર થંભિયા, શશિ રવિ દોય ગગન્ન;
કામીજન મદ મારવા, જાણે કાળ પ્રમન્ન. મુજરો૦
કૂર્મપરે તે ઉન્નતા, તાસ ચરણ છે દોય;
હંસ દ્વિપદ હરાવિયો, વસિયો સરોવર જોય. મુજરો૦
ચરણે ઝાંઝરી ઘૂઘરી, રણઝણ વાજતી જોર;
ત્રણ લોકે તેણે પાડ્યો, અંગ અનંગ બકોર. મુજરો૦

* * *

જેણે કટિલીધે કેસરી, વસિયો વનમા જાય,
કટિ હરી લીધી હરિતણી, કામી મન લલચાય મુજરો૦

* * *

નાસા કીરની ચાચડી, અધર તે જાણે પ્રવાળ,
રવિ શશિ માનું એ દો ખડા, કપોલ જામ રસાળ. મુજરો૦
આપ્યો અબુજ પાખડી, કુતા કામીને એહ,
જાલિમ મનમથકેરડી, મૃગનયની ગુણ ગેહ મુજરો૦
મૃગ પણ હારીને વન ગયા, લાજ્યા લાજની રેખ.
પશુ આગે જશ ફેરવી, રાખે જેને દ્વેષ મુજરો૦
અષ્ટમી શશિ સમ ભાળની તેની કેવી રે હોડ,
ઇંદુ હારીને નભે ગયો, આણી અંગમા ખોડ મુજરો૦

ઇત્યાદિ ઇત્યાદિ ઇત્યાદિ

શીલવતીના વખાણ સાભળીને ચંદ્રગુપ્તને તેની સાથે પરણવાની ઇચ્છા થઇ લગ્ન નકી થયા ને વેપારીઓ તથા મંત્રીઓ સાથે રાજાએ ચંદ્રગુપ્તને પરણવા મોકલ્યો ચંપપુરી પહોચ્યા પછી ચંદ્રગુપ્તને વિચાર થયો કે પરણવા પેહલા શીલવતી જોવામા આવે તો ઠીક એવા વિચારથી તેણે બાગનો વેષ લીધો અને પોતાના એક મિત્રને સાથે લઇને માનગુને ઘેર જઇ મુકામ કર્યો માલણને સોના મોહોર આપી તેથી શીલવતી જે બાગમા આવતી હતી તે બાગમા તેમને લેઇ ગઈ અને સંતાઇને જોવાનું કહ્યુ. તેઓ સંતાયા હતા તેવામાં સખીઓ સહિત શીલવતી ત્યાં આવી પહોચી તેઓમા જે વાત ચાલતી હતી

જેણે કટિ લીધે કેસરી, વસિયો વનમાં જાય;
કટિ હરી લીધી હરિતણી, કામી મન લલચાય. મુજરો૦ ૯
મત્સ્યોદર કૃશ જેહનું, જાણે સરોવર માન;
મહિતળમાં જે માનવી, દેખી તજ્યાં ગુમાન. મુજરો૦ ૧૦
પંચ એ ટાળીને દો કર્યા, ગિરિવર એહીજ ગેર;
દો ઘૂસે કંચન કુંભ જ્યમ, કામી કીધલા જેર. મુજરો૦ ૧૧
દીર્ઘ પૃથુલ જે પાધરી, મારણકેરડે માટ;
પૃષ્ટ કુચ કામી જેવમું, ગંરવી કરી ગ્રહી ઘાટ. મુજરો૦ ૧૨
કોકિલ કંઠની ઉપમા, મધુરી બોલેજી વાણ;
મોહ્યા માનવી મહિતણા, કેટલાં કીજે વખાણ. મુજરો૦ ૧૩
કામી કાયર જે નરા, છીપવા જેપી તડાક;
નક વેસર મોતી ઇસાં, કીધાં ન્યાળી ભડાક. મુજરો૦ ૧૪
નાસા કિરની ચાંચડી, અધર તે જાણે પ્રવાળ;
રવિ શશિ માનું એ દો ખડા, કપોલ જાસ રસાળ. મુજરો૦ ૧૫
આંખ્યો અંબુજ પાંખડી, કુંતાં કામીને એહ;
જાલિમ મનમથકેરડી, મૃગનયની ગુણગેહ. મુજરો૦ ૧૬

---

૯ જેણે ઇ૦—જેણે કટિ હરી લીધી તેથી. લીધે—'લાધો' પ્ર. ૨. હરિ—સિંહ. ૧૦ મત્સ્યોદર—મત્સ્યના જેવું પેટ કૃશ—પાતળું. મહીતળમાં—'મહિયળમાં' એવો પાઠ છે. કીધલા—કીધા. ૧૨ પૃથુલ—વિશાળ. જેવમું—(?). ૧૪ છીપવા—જીતવા. જેપી—(?) તડાક—તળાવ. ઈસાં—એવાં.

૧૫ કપોળ—ગાલ જાસ—જેના. ૧૬ કુંતાં—(કુંત—ભાલો) ભાલા (?). એહ—"હોય" પ્ર. ૧-૨. જાલિમ—જુલમી (મન્મથ). અંબુજની પાંખડી જેવી એની આંખો તે જાણે કામીની પ્રત્યે જાલિમ મન્મથની કુંતા હોયની એવી તે ગુણના ઘરરૂપી મૃગનયની છે.

મૃગ પણ હારીને વન ગયા, લાજ્યા લાજની રેષ,
પશુ આગે જસ ફેરવી, રાખે જેને દ્વેષ — સુજરો૦ ૧૭
અષ્ટમી શશિ સમ ભાળની, તેની કેવી રે હોડ,
ઇંદુ હારીને નભે ગયો, આણી અંગમાં ખોડ — સુજરો૦ ૧૮
ચંદ્રમુખી એવા નામથી, દિન દિન હીણી કળાય,
તે દિનથી હીણો થયો, રાખી કળાને છપાય — સુજરો૦ ૧૯
ભાલભણી જે આઘો થયો, તે દિનથી સુણો હેવ,
નિશદિન ઓળગે નેહશુ, વેણી શેષને જે દેવ — સુજરો૦ ૨૦
સુરપતિ સરખો ગોફણો, રહિયો લુંબી ને ઝુંબ,
કામી નર કાયર થયા, નીચુ જોઈને સુંબ — સુજરો૦ ૨૧
રૂપે રંભા ને અપ્સરા, વળી ઇદ્રાણી હરાય,
સાચી એ જગમોહિની, સતિમાહે શિરરાય — સુજરો૦ ૨૨
ધર્મનુ રાજ વાસે વસે, ધર્મતણી રખવાળ,
લીલા લહેર લલનાતણી, વાધ્યો યોવનવ્યાળ — સુજરો૦ ૨૩

---

૧૭ રેપ—રેખા પશુ આગે—'પુશુઆગે' પ્ર ૧-૨ જેને દૂેપ—જેના દૂેપથી ૧૮ અષ્ટમીશશિ—( અર્ધચંદ્ર હોયછે માટે ) ૧૯ છપાય—છુપાવીને

૨૦ ભાલભણી ઇ૦—ચંદ્રમુખીના મુખચંદ્રને જોઇને જે દિવસથી ચંદ્ર કળાહીન થવા લાગ્યો, તે દિનથી ભાળ તરફથી તે આઘો થયો—દૂર ગયો અને વેણીરૂપી જે શેષદેવ તેની ઓળગો કરવા લાગ્યો ( માથાના ચોટલા ઉપર જે ચંદ્ર આકારનુ ઘરેણુ પેહેરવામા આવેછે તે વિષે આ ઉત્પ્રેક્ષા છે )

૨૧ ઝુંબ—ઝુમી સુંબ—શૂન્ય સરખો ૨૩ ધર્મનુ ઇ૦—તે ધર્મના રાજ્યમા વાસો કરીને રહેછે, અથવા તેના વાસમા ધર્મનુ રાજ વસેછે—તે ધર્મચારિણી છે યૌવનવ્યાલ—જુવાની રૂપી સર્પ "યૌવનચાળ" પ્ર ૧-૨'

વરનારી તસ આગળે, દાસી રેહ સમાન,
ગુણવંતી જગ ગોરડી, ઓરડી દનો જીહાણુ  મુજરો૦ ૨૪
એવી એહુ સંસારમાં, લાભે નહિ કોઇ નાર,
નેમ કહે ભવિજન સાંભળો, ગુણનો પામે ન પાર  મુજરો૦ ૨૫.

## દુહા.

મહારાજા રાજાભણી, શીલવતી જસુ નામ;
બેટી પેટી ગુણભરી, પરમાણો નવધામ  ૧
યુવતી યૌવન ગુણભરી, ભાજન પુણ્ય પવિત્ર,
ગુણવંતી તે ગોરડી, જેમાં કળા વિચિત્ર.  ૨
સુવર્ણવાન સોહામણી, સોહે શારદરૂપ,
વિવાહે તે ભાવશું, ઊમાહો છે ભૂપ  ૩
ત્રીજગ જોતાં એહવી, ન મળે એ( ણે )સંસાર,
મંત્રી આવ્યા તેહના, પાણિગ્રહણ કુમાર  ૪
જો મન માને આપનો, તો કીજે એ કાજ,
પ્રેમ વધે જે કારણે, દો કુળ વાધે લાજ.  ૫
વાધ્યો પ્રેમ કુમારને, સાંભળી તેનું નામ,
જોવાને ઉત્સુક થયો, નેહ વધ્યો ગુણગ્રામ  ૬

---

૨૪ રેહ—રેખા જીહાણુ—જહાન (?) ૨૫ લાભે —ગળે ભવિજન—મુમુક્ષુ માણુસો

૧ રાજાભણી—રાજાને ત્યાં. જસ—જેનું નવધામ—( કામદેવના કે ગુણના ) નવીન ધામરૂપ "પરમાનન્દધામ" પ્ર ૧-૨

૨ ભાજન—પાત્ર. ૩ સુવર્ણવાન—સુવર્ણ સમાન ( વર્ણ ) ૩ શારદ—સરસ્વતી વિવાહે—વિવાહને અર્થે ઉમાહો—ઉત્સાહયુક્ત થયો

૪ પાણિગ્રહણકુમાર—કુમારના પાણિગ્રહણ( વિવાહ )ને અર્થે ૫ જે— "જિણ ' ૬ ગુણગ્રામ—ગુણના સમુદાયથી ઉત્પન્ન થયેલો.

સુણ વ્યવહારી નૃપતણી, પુત્રીકેરૂં રૂપ;
કહો મુજ આગળ વર્ણવી, ન કહાયે તે ભૂપ ૭
ચિત ચમકયો હઇડે ઘણો, વિરહી થયો અત્યંત,
ભૂપ ભણી મંત્રી હવે, લગ્નતણો કરે તંત. ૮
ચૈતરની સિત પંચમી, લગ્નતણું મંડાણ,
શ્રીફળ દીધું રાયને, મંત્રી કીધ પ્રયાણ ૯

## ઢાળ ૯ મી.

(નદી યમુનાકે તીર ઉડે દોય પંખિયા—એ દેશી ).

સુણ વ્યવહારી વાત, કહું સાચી સહી;
વિરહ વ્યથા વિપરીત, જાય તે કયમ સહી,
જે વશિયા મન માહી, વીસર્યા ન વીસરે,
કાળજાકેરી કોર કયી વિધ નીસરે ૧
મન રહિયું ત્યહાં જાઇ, ભ્રમર જ્યમ કેતકી,
ગુણગ્રાહક જીઉ એહ, ઇહાંથી એ વકી,
વળગ્યા જે દળ આય કે, અળગા કયમ રહે?
આ મન વચન ને કાય કે, તેણે પૂંઠે ભમે ૨
જેણે એ મુજ પ્રાણ, હાથે સોપી દિયો,
સાભળતા તતખેવ, હારી દલ એ લિયો,

---

૭ રાજપુત્ર વ્યવહારિયાને પૂછે છે સુણ ઇ૦ ન કહાયે—તે ભૂપના આગળ મારાથી તને કહેવાય નહિ—પૂછાય નહિ કહાયે—"કહાઇ" ચિત ચમકયો—( વ્યવહારિયે રૂપ વર્ણવ્યું તે સાભળીને ) ચિત્તમા ચમકયો ને હૈયામા વિરહી થયો, એમ અન્વય કરવો મંત્રી—( શીલવતીના પિતા તરફથી આવેલા ) ૯ સિત–શુદ્ધ—શુદી. દીધું —" દીધો "

૧ નદી ઇ૦—પરગામ ૭ ઇના તાળમા ગવાય છે ૨ જીઉં—જેમ—પેઠે દળ—પડ—એ ભાગમાનો એક ભાગ. આય—આવીને. તેણે—તેની

દીઠા વિણુ દિલ માંહે, ઝૂરે દિન રાતડી,
ક્ષણુ ક્ષણુ સાભરે તેહ, ન જાય એકે ઘડી ૮
જાણે છોરૂ માત, વેદન વ્યાયાતણી,
વાંઝણી જાણે ન કોઇ, શિશુ પ્રસવ્યાતણી,
વરવો વિષય વિકાર કે, દૃષ્ટ લાગે જીકા,
જાણે નિજ દિલ દાહ, લખે કેવલી તિકા ૯
પાપી એહજ પ્રાણુ, કેમ નવ નીસરે,
રામા રહી જે દૂર કે, અતિ નવી સરસરે,
દૈવ દિયે જો પ ખ, અ ખ પલકે મળુ,
રાચુ માચુ તેહ, ત્યહાથી ન નીકળુ ૧૦
કુ વર તમે ભાગ્યવાન, થાઓ થમ આકળા,
લીધુ લગન સમીપ, તે વરજો નિર્મળા,
એટલે સિ હરથ તેહ કે, સેનાને સજ કરી,
સાથે લઇ પરિવાર, કુ વરને અનુસરી ૧૧
ગજરથ ઘોડા ઘાટ, જે વાટે વહે ઘણા,
ભલભલા સુભટ સુજાણુ, સાથે લઇ આપણા,

---

૯ જાણે ઇ૦—છોરૂની માત હોય તે વ્યાયાતણી (પ્રસ પાની) વેદન (વેદના) જાણે ૮ એકે—" એકા"

૯ વરવો—(વિરૂપ) દૃષ્ટ ઇ૦—જિમ (જેને) તે વિકારની દૃષ્ટિ લાગેછે તેનુ પોતાનુ દિલ એ દૃષ્ટિનો દાહ જાણે છે કે તિકા (તેને) કેવળી કે વળજ્ઞાની ભગવાન) જાણે છે દષ્ટ— 'ધૃષ્ટ "૧૦ નવી સનસરે—ન નીકળે (સ—સરવુ) અ ખ— આંખ માચુ—'રાચુ નો અનુવા

૧૧ તેહ કે— 'તે કહે' પ્ર—૧

કિશોર પદ પડતાળ, ધરા પણ ધડહડે,
ગાજે ઉદધિ જેમ, ગિરિ તેમ આથડે ૧૨
નાલીતણા ધડડાટ કે, ગગન ગાજે ઇસા,
ચણણણ ચણણણ તાર તે, ચણણે ત્યહા તિસા,
ગાજે ગભીર નિ સાણ કે, દુ દુભિ દશ દિશે,
કાયર કંપે પ્રાણ, શૂર મન ઉલ્લસે ૧૩
ચંદ્રગુપ્તે એમ, પ્રયાણ કીધો ભલો,
સેનાતણો નહિ પાર ઉદાર તે નિર્મળો,
આવે કેઇ અન્ય, ભૂપતિ લેઇ ભેટણા,
કુંવર કરે અંગીકાર, સેવકજન તેતણા ૧૪
આવ્યો અરધે પંથ, કુંવર આશા ફળી,
સાથે લીધા તેહ, વ્યાપારી મન રળી,
નેમવિજય કહે એમ, આગે બહુ વારતા,
સાંભળતા ખુશાલ, શ્રોતા દિલ ઠારતા ૧૫

## દુહા

એક દિન સરવર તીરથે, સેના લે વિશ્રામ,
વારૂ દેખી વાટિકા, કુંવર કહે તવ આમ ૧
વ્યવહારી તે તેડીને, બેસાડ્યા શુભ ઠાણ,
તમે મિત્ર તમે બંધવા, કહિયે કરો પ્રમાણ ૨

---

૧૨ ભલભસા—" ભનાભલા " કિશોર—તરૂણ ઘોડો—વછેરો ૧૩ નાની—બદુક કે તોપ—તાર—વાઘના—ગભીર "ગુહીર" ઘોગ અવાજ વાળા નિસાણ—નગારૂ દુંદુભિ—ડંકો ૧૪ કેઇ—કંઇ અન્ય—"આણી" પ્ર—૧ આણુ પ્ર—૨ ૧૫ રળી—"રળી ' ૧૫ ખુશાલ—"ખુસિયાલ પ્ર ૨ ૧ વારૂ—સુંદર ૨ ઠાણુ—સ્થાન

કોઈક પુણ્યના યોગથી, જો તે દેખુ નેણ,
સફળ કરૂ મ સારડો, સુખિયા થઈએ સેણ ૩
વ્યવહારી કહે રાજવી, ધરો ભાટનો વેષ,
કેડ કટાગી પામની, કરી પોટલીઓ પ્રેમ ૪
તે નિસુણીને હરખિયો, ચંદ્રગુપ્ત તે વાર,
મંત્રી ત્યહા બોલાવીને, ભાખ્યો ઇસ્યો વિચાર ૫
મત કોઇ કેને કહો, ગોપી રાખજો વાત,
અમો જાશું સહી આગળે, કામ અછે સુવિખ્યાત ૬
મેળો હોશે તે( ણે ) પુરે, તમ અમ નિશ્ચય એમ,
વ્યવહારીને રાજવી, સાથે વહિયા પ્રેમ ૭

## ઢાલ ૧૦ મી.

( સુણ બેહેની પિઉડો પરદેશી—એ દેશી )

અશ્વ અમૂલકે કુંવર વહે, બે સાથે તે વણિકને લેવે રે
તીને તાજા પંથને જોવે, જોજો અચરજ હોવે રે ૧
સાભળો બંધવ વાત સનેહી, એની પ્રીતિ હશે કેહી રે,
વેહેલો જઇને વદન વિલોકું, દુર્લભ મુજને નેહી રે સા૦ ૨
કાપ્યો પંથ બહુ પહોચ્યા વેહેલા, જાણે હુતા પેહેલા રે,
માળીને ઘરે દીધલા ડેરા, જાણી ગૃહ ભલેરા રે સા૦ ૩

ભાટ જાણીને ભક્તિ કરે એ, દીનાર ઢુવર લઈ દેવે રે,
ટેન્ને કુમાને માળી લેવે, કામ થકી વશ હોવે રે          સાં૦ ૪
કુણ પુર ચાળીને બોલે એમ, નામ કહો ધરી પ્રેમ રે,
ભૂપતિ કુણ છે ઓ પુરે પ્રેમ, નંદન નંદની તેમ રે          સા૦ ૫
કહી સુણાવી વાત વખાણી, નિયલવતી તન જાણી રે,
પામી યૌવન પ્રેમ પ્રતાપી, નદિયા સુર ગરુ ભાણી રે          સા૦ ૬
ચંદ્રગુપ્તનુ વિલોવા મેલ્યો, રમતી રમતુ એ ખેલ્યો રે,
સારખા મરખી લોડી પ્રભુ એ પોઢ ભાળી અવલોક્યો રે          સા૦ ૭
કીધા ગાગા દિન દિન કુંવરી, સાથે બહુ પરિવાર રે,
ખેલે અશોકવાડી તે ખાતે, રમતી બાગકુમાર રે          સા૦ ૮
નાભણી કુંવરને ઉજ્જ્વળ વાધ્યો, મનમથ બાણે નાખ્યો રે,
સુદર પેટેથી ભૂપણ નામ, નાનીનામો પદ લીધો રે.          સા૦ ૯
વાડી માહી ઉજાગર કીધા, મનમથ રેગ દીધા રે,

એક કહે બાઈ એ વર રૂડો, જાણે અમૃત કૂપડો રે,
બાન્યવન તું એવો પામીશ, સોભાગી વર સુખડો રે   સા૦ ૧૩
એક કહે વર બુધિ બચેન, દીસે મે જ ગહેગ રે,
એક કહે શું બેહેન પોમાઇ, મુક્યો લપર પટકેગ રે   સા૦ ૧૪
એક કહે મે ગાબડ્યો ઉત્તમ, નિરૂપમ ઉપના હેળી રે ?
વાદ બાધે વામાંગના એવો, ધન્ય દેખે જન દેળી રે   સા૦ ૧૫
કોઈ વખાણે કુવખાણે કોઈ, આપણા સુખને ગરજે રે,
ઘેર વગાડ્યું એહ સાગરે, કુંવર દશનને કરજે રે   સા૦ ૧૬

## દુહા.

શીલવતી બોલે નહિ, રાખીયો કન્તા કેનિ,
એક એક ને ઓધવે, બોલે મનશુ મેતી   ૧
માહોમાહ ખુશાલ તે, હોવે બાળા ગોય,
પરણી ગીડી વાતડી, કરના બહુ સુખ હોય   ૨
(યત ) બુદ્ધિભોજન ને પર ઘર, પન્નાગી પરવાન,
નવા સ્નેહ ન્હાવવી, નીક પર નિંદા આશ   ૩
એક કહે દૂરે વને, મળશે કરી પેર તેહ,
નો કોણે હોય વાટડી, છાટી હેલો ઘે   ૪

એક કહે નન બોલીએ, દૂરે સુમ ગી જેહ,
જે આવી હઇડે વશ્યા, નવલો ધરિયે નેહ. ૫
નેહ વિના મ ગે રહે, નેહ વિદેશી જાણુ,
મનમા આવી જે મળ્યા, સોપે તન મન પ્રાણ ૬
ગહિએ ! ગીલવતી કહે, એવો મ કરો રોષ,
જે લખિયો આ ભાગમા, પામી ન દીજે દોષ ૭

## ઢાળ ૧૧ મી.

( નીદડલી વેરણ હૂઇ રહી—એ દેશી )

વાતલડીએ વેર વધારિયુ,
મનમાહી હો, વાધ્યો બહુ દ્વેષ કે,
તાતા લોચન તવ કર્યા,
હુઆ વિષ ભર્યા હો, હુઆ ગાતની રેષ કે વાત૦ ૧
એક વાતે સુખ ઉપજે,
એક વાતથી હો, હોવે ઉતપાત કે,
અગ ઠરે એક વાતથી,
એક વાતથી હો, પાતિકઘણુધાત કે વાત૦ ૨
જોજો પ્રીત ને મનતણી,
દીઠા માગે હો, જીધો તન નાગ કે,
નાઠો નયનવી નેહલો,
હનો પહેલો હો, પોતે સુલિતાન કે વાત૦ ૩
નિર્મળો નીર ખૂટે વળી,

મ્યાન કરો તમે માનશું,
બળ રાખો હો, પ્રભુ એવું પાય કે;
પરધરતી પર રાજવી,
કેમ કીજે હો, એવી જે બલાય કે. વાત૦ ૯
એવે ગજ પરે ગડગડયા,
ઢોલ ઝાગી હો, ગરવા નિસાણુ કે;
ધરા પણ ધડહડે ધડક શું,
સેના આવી હો, એવે સહી નાણુ કે. વાત૦ ૧૦
કર ગ્રહી તેહ કુમારશુ,
લેઇ ચાલ્યા હો, સેનાતણે સંગ કે,
ક્રોધે અનલ દવ પૂરિયો,
ચિત્ત ભરિયો હો, ભૂપજતણે અંગ કે. વાત૦ ૧૧
પાછો વળવા પ્રેમશુ,
ભાવ જાણિયો હો, વાણિજ વિચાર કે,
સુવચનશુ સમજાવિયો,
નવ કીજે હો, એવો નિરધાર કે. વાત૦ ૧૨
ના કહે નૃપ અંગજ તદા,
પાણિગ્રહણનો હો, મેં લીધો નેમ કે;
મંત્રી સાજન આવિયા,
મળી ભાખે હો, મહુએ મળી એમ કે. વાત૦ ૧૩

---

૯ મ્યાન કરો—(તરવારને) " માન કરો " પ્ર ૧-૨. ૧૦ ઝાગી—એક પ્રકારનું વાદ્ય.

૧૧ ક્રોધ ઈ૦—જેમ દવ (દાવ—વન) અનલ (અગ્નિથી) પૂર્યો હોય તેમ તે ક્રોધે ભરાણો ભરિયો—(ક્રોધ) " ભરિયો " ભૂપજ—ભૂપપુત્ર—ચંદ્રગ્રમ ૧૨ વાણિજ—વાણિયા—વેપારી.

## દુહા

કુંવર કહે સુણજો તમે, એવું પરમ વચન,
એ નારી પરણું નહિ જ્યાં લગી કુશળ તન ૧
જે વાતે દુઃખ ઉપજે, લોક કરે ત્યમ હાસ,
કીજે કામ ન એ કદા, કરતાં હોય વિનાશ ૨
સિંહરથ રાજાતણું, કુલ લાજે સહિ એમ,
આવ્યા શું તમે જાણીને, એમ કરો પ્રભુ કેમ³ ૩
તું નવ મળિયો તેહને, કયાંથી જાગ્યું વેર,
પરણ્યા પછી જેમ પૂરવે, તે કરજો તમે પેર ૪
બહુલા બોલ બોલાવિને, મન આણ્યું તસ ઠામ,
નહીં વરો કેમ કુંવરીને, લાજતણું એ કામ ૫

## ઢાળ ૧૨ મી

(શિયાળો ભલે આવિયો—એ દેશી)

મન તૂટયાં માનવીતણાં,
કુણ સાંધે હો, સખી સાંધણહાર કે,
કેણે તે કાંઇ ચાલે નહિ,
મત આણો હો, જે ડાહ્યા નોનાર હુઆ૦ ૧
હુઆ હરખ વધામણાં,
સોહામણી હો, તેના ઉછરંગ કે,
સાજન સહુ સુખ પામિયા,
માંહોમાંહે હો, સંતોષ અભંગ હુઆ૦ ૨

---

૧ પરમ—"પ્રેમ" ૩ એમ કરો ઇ૦—(કુંવરની સાથે આવેલા મંત્રી આદિકના વચન) ૪ પૂરવે—પાનવે (?)
૧ કાંઇ—"કોઇ" ૨ હુઆ—"હુઆહે" ૪ ૧ની ઉછરંગ—ઉત્સવ

શીલવતીને સખી કહે,
તુજ પ્રીતમ હે, રીસાણો જોર કે,
પાણિગ્રહણ માને નહિ,
થઈ બેઠો હે, ચિતડુ કરી ઓર હુઆં૦ ૩
અણુદીઠા કેમ ઉપન્યું,
પૂરવટ્યુ હે, ભવિ ભાવિત વેર કે,
લેહેર હુઇ કૃત કર્મની,
નિજ મર્મની હે, નિસુણો હવે પેર. હુઆ૦ ૪
પ્રીતમ જે નવ પેખિયો,
નવ નિરખી હે, જેહો નિજ નાર કે;
દુહવણ પામે ઇલાપતિ,
હઠ આણ્યો હે, તાણ્યો એ કિરતાર હુઆં૦ ૫
તો હું કેમ જઇ વીનવું,
કેમ રાખું હે, પિઉડાને થોભાય કે;
નજરે આવે જો નાહલો,
વાહલા ભણી હે, હું લોભે લોભાય. હુઆં૦ ૬
વાહલા વસે જે વેગળા,
તમ અતિ ભલા હે, કેમ બોલ કહાય કે;
જો મુજને પિઉ છોડશે,
મુજ રહેશે હે, ક્યહા એ મન જાય. હુઆં૦ ૭

બીજી કહે બેહેની સુણો,<br>
તુજ વળિયો હે, સખિ દિવસ એ આજ કે;<br>
હા વાળી તુજ વલ્લભે,<br>
સહિ થાશે હે, મનવાંચ્છિત કાજ. હુઆં૦ ૮

તારે પિતાએ મનાવિયો,<br>
શુભ વચને હે, નયને ધરી નેહ કે;<br>
શીલવતી હરખી ઘણું,<br>
તવ આપણે હે, સુખ પામી દેહ. હુઆં૦ ૯

લીધું લગન સોહામણું,<br>
વળી બાંધી હે, ચોરી ચિત્ત ચૂંપ કે;<br>
ખુંપ ધર્યો વર શીશમાં,<br>
હાથેવાળો હે, કીધો ત્યહાં ભૂપ. હુઆં૦ ૧૦

હયવર ગજવર આપિયા,<br>
પંચ પંચ ને હે, સખિ સહસ સમાન કે;<br>
શત પંચ પંચ આખ્યા ભણી,<br>
રથ શકટી હે, સુંદર ઉપમાન. હુઆં૦ ૧૧

આપિયાં કર મૂકામણે,<br>
કંઇ કોટિ હે, તિમ રમણુની રાસ કે;<br>
વસ્ત્રઆભૂષણ આપિયાં,<br>
સહિ સુંદર હે, વળી મુગટ જે ખાસ. હુઆં૦ ૧૨

---

૮ વલ્લભે—"વાલ્હે." ૯ આપણે—પોતાને. ચૂંપ—ચોપથી.

૧૧ પંચ ઇ૦—પાંચ પાંચ હજાર ઘોડા ને હાથી આપ્યા. રથ ઇ૦—રથ અને શકટી ( ગાડી ) પાંચસો પાંચસો આપ્યાં એવી આખ્યા ભણી છે—કથન કર્યું છે. ૧૨ રયણુની—રત્નની. રાસ—રાશિ—ઢગલો.

દીધો દાયજો દીપતો,
જાનઇઆ હે, હરખાવિયા મન કે;
યથાશક્તિ જોપેં કરી,
નવ રાખ્યો હે, અનૂરો મન. હુઆં૦ ૧૩
મન વિણુ કંરમેળો કર્યો,
મન જાણિયો હે, દાયજો જે દીધ કે;
અસંગ્ની જેમ સંગ્ના વિના,
તેમ કુંવર હે, સઘળું એમ કીધ. હુઆં૦ ૧૪
શીલવતી નિજ પિઉતણો,
પાલવ બાંધ્યો હે, વધિયો ભવનેહ કે;
ચંદ્ર સૂરજ બે સાક્ષી કર્યા,
જેમ બે જણાં હે, ના-પે કહીંએ છેહ. હુઆં૦ ૧૫
શીલવતી હળવે કહે,
નિસુણીજે હે, પિઉ પ્રાણાધાર કે;
ચોરી કરી પલ્લવ ગ્રહ્યો,
વધારવા હે, બહુલો સંસાર કે. હુઆં૦ ૧૬
નેમ કહે કૃતપુણ્યના,
તેહ ફળિયા હે, મન મનોરથ જેહ કે;
આશા સહુ સફળી હુઇ,
ઢાળ બારમી હે, કહે અવિહત નેહ. હુઆં૦ ૧૭

---

૧૩ જોપેં—જેથી (?) અનૂરો—અપૂર્ણું. ૧૪ અસંગ્ની—જડ. સંગ્ના—ચેતના—જ્ઞાન. ૧૫ ભવનેહ—સંસારની પ્રીતિ. નાપે ઇ૦—જેમ બે જણાં એક બીજાને કોઇ જગોએ છેહ ન આપે. આ કડી પ્ર. ૧ લીમાં નથી.

૧૬ "હળવે—" હસુઇ " નિસુણીજે—સાંભળિયે. ચોરી—" ચઉરી"
૧૭ અવિહત—" અવિહડ "—અખંડ.

## દુહા.

રાખ્યો માસ લગે ત્યહાં, રાજાએ બહુ પ્રીત;
વિવિધ ખ્યાલ વિનોદશુ, ધરતો સહુશુ હીત. ૧
મીંઢળ કરથી છોડિયાં, ઉત્સવ કરી અપાર;
શીલવતી આવી ત્યહાં, સોળ સજી શણગાર. ૨
ગગને ઘન અભ્રહ જળહ, ગાજે કરે કલોલ;
મરૂત જેમ પરજન્ય ઘટા, હુઆ દૂર ઝકઝોળ. ૩
વિલખી થઇ વામાંગના, ( સ્ત્રી ) અણબોલાવી જામ;
નયન ભરી નિરખી નહિ, તરૂણી ચિંતે તામ. ૪
સુજને અવગુણ માહરો, દાખીજે બહુ પ્રેમ;
કિણ કારણ દુહવ્યા કિણે, સાચું કહેજો તેમ. ૫
અબળા એમ ન છંડીએ, નિકલંકી નિર્દોષ;
નારી વચને તેહને, હૈડે વાધ્યો રોષ. ૬
મહિપતિના મંદિરથકી, પહોત્યો દૂજે ઠામ;
શીલવતી દિલ વાતડી, રાખી આવે ધામ. ૭
મંત્રીને કુંવર કહે, ચાલોજી હવે વેગ;
માગો મહિપતિ આગન્યા, સાહું સમીપે તેગ. ૮

---

૩ ગગને—" ગગન. " અભ્રહ—અભ્ર—વાદળાં. જળહ—જળ. મરૂત—( મારૂત ) વાયુ. પરજન્ય—મેઘ. વાયુથી જેમ મેઘની ઘટા દૂર થાય છે. તેમ શીલવતીથી તેનો સ્વામી દૂર થયો.

૪. વિલખી—( વિલક્ષ ઉપરથી ) વીલી વામાંગના—સ્ત્રી. જામ—જેને ચિંતે—વિચારે. તામ—તેને. ૫ સુજને—" મોહને " દાખીજે—બતાવો. કિણ કારણ—શામાટે ? દુહવ્યા—દૂભવ્યા. ૬ નિકલંકી—નિષ્કલંકી.

૮ સાહું—ગ્રહણ કરૂં. તેગ—તરવાર. અથવા સા ( તે ) હું સમીપે તેગ જેવી અબખામણી છે

શીખામણ દીધી ભલી, પુત્રીને નિજ માય;
પ્રિય મન ચાલે સાસરે, સુજશ વરે તે ઠાય. ૯

### ઢાળ ૧૩ મી.

( મનમોહન, મનમોહન પાવન દેહડી છ—એ દેશી ).

નિજમાતના, નિજમાતના ચરણકમળ નમી છ,
તેમ તાતના, તેમ તાતના પ્રણમી પાય હો;
મન વા'લી તન વા'લી શીલવતી કહે છ.
નયણે તે નયણે તે આંસુ આણીને છ,
ગુણવંતી ગુણવંતી ગુણ સમજાય હો. મન૦ ૧
માતાજી માતાજી બે કર જોડીને છ,
વિનવીએ વિનવીએ વિનતિ જેહ હો;
વિછડિયાં વિછડિયાં વા'લાં દોહિલાં છ,
મળવાનો મળવાનો સાંસો તેહ હો. મન૦ ૨
જે તનમાં જે તનમાં મનમાં નેહલો છ,
તે છાંડી તે છાંડી આપે છેહ હો;
પરદેશી પરદેશી જે હોય પ્રાહુણા છ,
પણ જાણી મન આણી રાખવો નેહ હો. મન૦ ૩
મન ઓછા મન ઓછા જે હોય માનવી છ,
ત્રટકીને ત્રટકીને ત્રોડ પ્રીત હો;
નવ રાખે નવ રાખે અંતે એહવો છ,
દિલ છાંડી દિલ છાંડી ઉત્તમ રીત હો. મન૦ ૪

---

૨ વિછડિયાં—વિયોગી થયાં.

અંગજ હું અંગજ હું પ્રાણથકી ઘણી જી,
વાહાલી ને વાહાલી અધિકી હુતિ હો;
તેથી છું તેથી છું દૂર દેશાંતરે જી,
ફરી પાછી નહિ આછી આવણુ ખાંતિ હો. મન૦ ૫
નારી તન નારી તન પિઉને આશરે જી,
બીજે પણુ બીજે પણુ માત આધાર હો;
અબળાને અબળાને પ્રિય પખ હોઈ છે જી,
નહિ ત્રીજો નહિ ત્રીજો કોઈ સંસાર હો. મન૦ ૬
તે કારણુ તે કારણુ હું તમને કહું જી,
તમે કરજો તમે કરજો સાર સંભાળ હો;
મુજ આપો મુજ આપો માતા ! આગન્યા જી,
સાસરડે સાસરડે જાતાં ખુશાલ હો. મન૦ ૭
તવ નયણે તવ નયણે બહુ જળ રેડતી જી,
નંદનીને નંદનીને કહે એવી વાણ હો;
ઘણું પ્યારી ઘણું પ્યારી પ્રાણથકી સુતા જી,
તુંહી તનમાં તુંહી તનમાં અમૃત ખાણુ હો. મન૦ ૮
જન સ્થિતિએ જન સ્થિતિ એવી સંસારમાં જી,
પુત્રીતણો પુત્રીતણો પરઘર વાસ હો;
ઘણું દુખિયાં ઘણું દુખિયાં વિછડતાં હુએ જી,
વળી તનથી વળી તનથી મૂકે નિઃશ્વાસ હો. મન૦ ૯
સાસરડે સાસરડે સાસરિયાંતણી જી,

મતખડે મતખડે તેની આણ હો,
પ્રીતમનો પ્રીતમનો વિનય સાચવે જી,
જ્યમ લહિયે જ્યમ લહિયે કોટિ કલ્યાણ હો મન૦ ૧૦
શીખામણ શીખામણ દીધી તેહને જી,
સાજનની સાજનની માગી શીખ હો,
શુભ દિવસે શુભ દિવસે બેહુ સીધાવિયા જી,
બોલતી બોલતી વાણી ઇખ હો મન૦ ૧૧
સાથે તવ સાથે તવ રાજન આવિયો જી,
સાજનિયા સાજનિયા નયણથી ધાર હો,
બહુ પંથે બહુ પંથે જેહ બોલાવિયા જી,
વળિયા તે વળિયા તે વર પરિવાર હો મન૦ ૧૨
મન જાણે મન જાણે જન્મની ભૂમિકા જી,
સહિ હોવે સહિ હોવે દૂર મતંત હો,
પીયરિયા પીયરિયા ક્ષણ ક્ષણ સાંભરે જી,
વીસરિયા વીસરિયા છે નવ જંત હો મન૦ ૧૩
નિજ સખિઓ નિજ સખિઓ વાત બનાવતી જી,
મારગડે મારગડે ચાલ્યા જાય હો,
અનુક્રમે અનુક્રમે પહોંત્યા તે પુરે જી,
રાજનજી રાજનજી પ્રેમે ભરાય હો મન૦ ૧૪
નિજ નગરે નિજ નગરે રંગ વધામણા જી,
સિંહરથને સિંહરથને મન બહુ કોડ હો,
ગીત મધુરા ગીત મધુરા ગાવે ગોરડી જી,
રાગ સરસે રાગ સરસે હોડાહોડ હો મન૦ ૧૫

---

૧૦ મત—મા—નહિ ' તમ ' ૧૧ ઇખ—એવ—એ ૧૩ મતંત—(?) જંત—જીવ—પ્રાણી

નર વરૂ નર વરૂ લાવે ભેટને જી,
ઘણું સરસાં ઘણું સરસાં જે દિય આય હો;
બહુ બાંધ્યાં બહુ બાંધ્યાં તોરણ મંદિરે જી,
મનમાંહે મનમાંહે હરખ સવાય હો. મન૦ ૧૬
ગુણ ગાવે ગુણ ગાવે લોક ટોળે મળી જી,
કોઈ ભાખે કોઇ ભાખે ભામની રૂપ હો;
દોય મુખે દોય મુખે માત લે ભામણાં જી,
તેમ હરખે તેમ હરખે સિંહરથ ભૂપ હો. મન૦ ૧૭
સોહમનિં સોહમનિં શુદ્ધ પરંપરા જી,
શ્રીવિજય શ્રીવિજય પ્રભુ સુરીંદ હો;
જે દેખ્યે જે દેખ્યે દુરિતને ભાજતા જી,
જશ ગાને જશ ગાને લહિયે આનંદ હો. મન૦ ૧૮
વર તેના વર તેના, ચરણ પસાઉલી જી,
પૂરણ એ પૂરણ એ, પહેલો ખંડ હો;
નર નારી નર નારી, લહો સુખ સાંસતા જી,
વક્તાને વક્તાને, શ્રોતાને ઘમંડ હો. મન૦ ૧૯
ઢાળ તેરમી ઢાળ તેરમી, નેમવિજયે કહી જી,
પરણીઉ પરણીઉ, પેલા નાર હો;
સહુ સુણજો સહુ સુણજો, આગળ વારતા જી,
સાંભળતાં સાંભળતાં, સફળ સંસાર હો. મન૦ ૨૦

इति श्रीशीलवती चरित्रे प्रथम खंडः संमाप्तः

---

૧૬ દિય આય—આવીને આપે. ૧૭ દોય મુખે—વરવહુ બન્નેના મુખ ઉપર. ૧૮ સોહમનિં—મુક્તિપથને (?) સુરીંદ—સૂરીંદ્ર—સુરીઓમાં ઇંદ્ર જેવા. ભાજતાજી—"ભાય હો." ગાને—"ગાજે."

## ખંડ ૨ જો.

### દુહા.

શેષ ફણી સેવે સદા, જ્ઞાન ધ્યાન નિશ દીહ;
કમલા સમ પ્રભાવતી, કાંત એ જગતહ ઇહ. ૧

કર્મ—કીનાશ દૂરે કરે, પામી લોકનો પાર;
અલોક સુખ જે આભમાં, તે પ્રણમું સુખકાર. ૨
રાજા ઉત્સવ અતિ કરે, કુંવરતણે પેસાર;
હાટશ્રેણી શણગારીને, માંડ્યાં નૃત્ય હજાર. ૩
સિંહરથ રાજા હેજશુ, વહુઅરને સુખકામ;
પંચ દિયાં પરગટ કરી, મહર્ધિક મોટાં ગામ. ૪
શીલવતી પાયે નમી, સાસુને બહુ પ્રેમ;
અવિચળ જોડી તમતણી, લહેજો હેમ ને ખેમ. ૫
મિત્ર અછે ચંદ્રગુપ્તનો, વસુદત્ત એવે નામ;
મળિયો તેવે હિત કરી, બેઠા હોય સુઠામ. ૬
નારી ખબર નેહે કહો, બોલે વસુ તે વાર;
ચંદ્રગુપ્ત બોલે નહીં, રાખ્યો હિયે વિચાર. ૭
વળી પૂછ્યું તેણે ફરી, નારી રૂપ નિહાળિ;
પુણ્યવંત જે પ્રાણિયા, પામે એવી બાળિ. ૮

---

૧ બીજો ખંડ આરંભતાં કવિ શ્રીપાર્શ્વનાથ ભગવાનને પ્રણામ કરવા રૂપ મંગળ કરેછેઃ શેષ ઇ૦—શેષની ફણા જેનું સેવન કરેછે. દીહ—દિવસ.
૨ કીનાશ—યમ—યમદૂત. અલોક સુખ—અશોક આદિક. ૩ પેસાર—પ્રવેશ. શ્રેણી—હાર—પંક્તિ. ૪ મહર્ધિક—મોટી સમૃદ્ધિવાળાં—સારા ઉત્પન્નવાળાં. ૭ વસુ—વસુદત્ત.

કુવર કહે છાનો રહે, કરતો કૂડ તોફાન;
એ અકુલીણી કામની, કેવું એહને માન? ૯

## ઢાળ ૮ મી.

( કેસરવરણો હો, કાઢી કસુંબો મારા લાલ—એ દેશી )

નજરે નિહાળો હો, બોલ સંભાળો મારા લાલ,
કામિત ટાળો હો, વાંકા મહાલો મારા લાલ;
તું રઢિયાળો હો, હાથે કેમ આળો મારા લાલ,
દૂર નિકાલો હો, વિરહી ચાળો મારા લાલ. ૧
શીલવતી સારી હો, મોહનગારી મારા લાલ,
સુકર્મની ક્યારી હો, પ્રેમદુલારી મારા લાલ;
કુસંગે ન્યારી હો, શુદ્ધ વિહારી મારા લાલ,
આપ સઝારી હો, શીલે સમારી મારા લાલ. ૨
તું મુજ વા'લો હો, થા મત કાલો મારા લાલ,
વયે મતવાલો હો, ક્રોધને પાલો મારા લાલ;
સીધા ચાલો હો, વૈર મ ઘાલો મારા લાલ,
પ્રેમ નિવાલો હો, ભરિયે પ્યાલો મારા લાલ. ૩
કિન્નરી નારી હો, અપછરી ભારી મારા લાલ,
હરણી હારી હો, નયણકટારી મારા લાલ;

શ્યામા તારી હો, કામ અટારી મારા લાલ,
નારી શ્રીકારી હો, દોષ નિવારી મારા લાલ. ૪
સ્વર્ગથી છૂટી હો, નારી વિખૂટી મારા લાલ,
આણી સુટી હો, અપછર લુંટી મારા લાલ;
ભાગ્યે મોટી હો, વરપે છોટી મારા લાલ,
લજ્જા મોટી હો, વાંચ્છિત પોટી મારા લાલ. ૫
વેણી કાળી હો, યૌવન બાળી મારા લાલ,
એહુથી ખુશાલી હો, જો જો ભાળી મારા લાલ;
આછિ આવી હો, કે સુરબાળી મારા લાલ,
વિષયની જાળી હો, પાપ પખાળી મારા લાલ. ૬
પુણ્યની પ્રાણી હો, વરણે જાણી મારા લાલ,
તરૂણી આણી હો, ભાગ્યે તાણી મારા લાલ;
એવી વાણી હો, વિષયની માણી મારા લાલ,
નિસુણી સયાણી હો, તે ગુણખાણી મારા લાલ. ૭
એ સહી ઉણી હો, પાપ વિહુણી મારા લાલ,
કાજ અકુલીણી હો, પ્રેમ વિહુણી મારા લાલ;
કરમે કૂડી હો, પરમ નર સૂડી મારા લાલ,
નરકની કુંડી હો, રોપે ચંડી મારા લાલ. ૮

---

૫ સુટી—(?) પોટી—પોટલારૂપ. ૬ આછિ—સુંદર. પાપ પખાળી—પાપને જેણે ધોયાં છે એવી.

૭ પુણ્યની પ્રાણી ઇ૦—એ પુણ્યવાન્ પ્રાણી રૂપ છે એમ એના વર્ણ (રંગ) ઉપરથી અમે તેને જાણી (ઓળખી) છે. એવી ઇ૦—એની વાણી એવી છે કે જાણે વિષયની ભરેલી માણી—માણુ—ગાગર હોય. "માની." પ્ર: ૨. નિસુણી—સાંભળી. સયાણી—શાણી.

૮ પાપ વિહુણી—પાપ વગરની. કદાપિ તમે કહોછો તેમ એ પાપ વગરની છે, તોપણ એ પ્રેમની વાતમાં ઉણી—ઓછી છે. કાજ ઇ૦—એનાં

મૂકી ટાળી હો, એમ વિચારી મારા લાલ,
કીધી પ્યારી હો, પેહેલા વારી મારા લાલ;
વાત વિચારી હો, સૂધી ધારી મારા લાલ,
મૂઢ ગમારી હો, જે કરે ત્યારી મારા લાલ. ૯
એમ ન કીજે હો, નેહ વહીજે મારા લાલ,
પ્રેમ પાળીજે હો, હીણુ ન થીજે મારા લાલ;
સંત ન ખીજે હો, લાહો લીજે મારા લાલ,
દૂરીજન છીજે હો, પીયૂષ પીજે મારા લાલ. ૧૦
ઉત્સાહને પાળે હો, કુપ્રીતિનેટાળે મારા લાલ,
વેણુ સંભાળે હો, પંચની આલે મારા લાલ;
વૈર ન ચાલે હો, વિરહો આલે મારા લાલ,
મધ્યમ કાળે હો, એહવો સાલે મારા લાલ. ૧૧
ઉત્તમ એહી હો, બહુલ સનેહી મારા લાલ,

---

કાજ અકુળવતી સ્રી જેવા છે સૂડી—નન્ને કાપવાની સૂડી ૩૫ રેણે ઇ૦—ક્રોધમા તે ચંડી ( ક્રોધવાળી સ્રી ) જેવી છે.

૯ ત્યારી—તૈયારી ( એવી સ્રી સાથે પ્રેમ કરવાની ) પ્ર. ૧ લીમાં "ન્યારી" પાઠ છે, એ માન્ય રાખિયે તો એ વાક્ય મિત્રનું કહેલુ જાણવુ.

૧૦ હીણુ—"હેમ" પ્ર. ૧ થીજે—થવુ. છીજે—ક્ષીણ થાય. પીયૂપ—અમૃત ૧૧ કુપ્રીતિને—"કપ્રીતને" પ્ર ૨ ૭ "પ્રીતિને" પ્ર. ૧ લી. સાલે—મલાહવડે?

સુદર છે જેહી હો, છેહ મ દેઈ મારા લાલ,
હઠમતિ કેહી હો, જાણે તેહી મારા લાલ,
કહિયે કેહી હો, સેણ સુવેહી મારા લાલ ૧૨
દેખીને દાઝે હો, પ્રેમને ઝાઝે મારા લાલ,
નીખરહ કાજે હો, શુ નવ લાજે મારા લાલ,
મોટી મહીણી હો, પ ચ પ્રવીણી મારા લાલ,
મારગ ઝીણી હો, નિગુથી ખીણી મારા લાલ ૧૩
એહવી વાતે હો, વિન વળી રાતે મારા લાલ,
પાયને પાતે હો, બેશી પાતે મારા લાલ,
ખહુલી તાતે હો, વણસે જાતે મારા લાલ,
દુર્વચ ઘાતે હો, હેમને ભાતે મારા લાલ ૧૪
એમ દોઈ મિ તા હો, પ્રેમ સ જુત્તા મારા લાલ,
વાતે ખુ તા હો, રાતે ન સૂતા મારા લાલ,
નરમ યમતા હો, કુવર તતા મારા લાલ,
નેમ કહે શ્રોતા હો, સુણજો સ તા મારા લાલ ૧૫

દુહા.

આગે હૂતી તાહરી, પ્રીતડલી [ જ ] અડોલ,

---

૧૨ મ દે ઈ૦—ન દેવો. હઠ મતિ ઈ—જેજાણે છે તેને હઠ મતિ કે ઇ—કેની હોય? અર્થાત્ તમે સુજાણ છો માટે તમારે એવી હઠ કરવી ઘટે નહિ સુવેહી—સુવેદી—સુજાણ ૧૩ ઝાઝે—જહાજે—વહાણે નિખરહ ઈ૦—(?)

૧૫ મિતા—મિત્ત સજુત્ત—મ યુક્ત વ તે ખુતા—વાતોમા મશગુલ થયા નરમ ઇ૦—(?)

છઠ્ઠેને ફેરે હો, પૂર્વ દિશ સામી રહી,
બોલે શુભલે અવાજ. પ્રીત૦ ૧૪
જો હોયે આ થાનક હો, છાનો નર જો કો રહ્યો,
વ્યંતર વા વૃદ્ધિદેવ;
ક્ષત્રિનો નંદન હો, આનંદ હિયે કુળે,
રાખજો અળગા હેવ. પ્રીત૦ ૧૫
મેં તો વર વરિયો હો, શીલવતીપતિ,
બીજો નહિ એ સંસાર;
આપણી શકિત હો, ઢાંકી ચૂપ કરી મત રહો,
સાતમો ફેરો છે સાર. પ્રીત૦ ૧૬
નાખે તે જોવે હો, તેવે કુંવર ધસ્યો ત્યહાં,
ગ્રહિયો રત્નખુર ચોર;
પાપી તું પ્રાણી હો, જાણી મેં તુજ વાતડી હો;
કરતો કરમ અઘોર. પ્રીત૦ ૧૭
નાખ્યો તે કુંડે હો, ભુંડી ભુંડી ગતિ ભણી,
પુરૂષ સુવરણ તામ;
થયો તેણે દીઠો હો, મીઠો કુંવરે તે લોચને,
કુંવરી કરે પરણામ. પ્રીત૦ ૧૮
નવમી એ ઢાળે હો, જોડી દ્રય મળી ભલી,
પામ્યા હરખ અપાર;
નેમને શાતા હો, રાતા માતા માનવી,
પામે રિદ્ધિ પરિવાર. પ્રીત૦ ૧૯

---

૧૪ પુરૂપ ઇ૦—અગ્નિમાં મનુષ્યનો હોમ કરવાથી સુવર્ણનો પુરૂપ થઇ ૧૫ એટલા માટે. શુભલે—સારે ૧૫ હેવ—એવ—નિશ્ચય. ૧૮ તામ—ને. તેને સુવર્ણનો પુરૂપ થઈ ગયેલો દીઠો.

## દુહા.

કુંવરી દેખી કુમારને, રૂપે મદન મહુંત;
મન માન્યું ઘણું માનની, કામિની કામ લહુંત. ૧
કુંવર બોલાવે તેહને, શીલવતીનો નાહ;
કહે તે કુણું સ્થાનક વસે, જેશુ તુજ ઉમાહ ૨
તાત ભણી નિમિત્ત કહ્યો, ચંદ્રગુપ્ત કુમાર;
સાંભળીને વર મેં વર્યો, પણ નવ જાણું સાર. ૩
પ્રેમ ભરી એમ પ્રેમદા, મધુરા બોલે બોલ;
પરણો પ્રેમ ધરી કરી, મૂકી દિયો કુબોલ. ૪
જ્ઞાતિ કુળ નવ જાણિયા, તું કયમ કરે વિવાહ;
મેં વરિયા નારી કહે, પૂરણ કરો ઉછાહ. ૫
કીધી કળશની સ્થાપના, સાક્ષી દિનનિશીકાર;
ત્રીજી નારી પરણિયો, પુણ્યતણે પ્રતિકાર. ૬
સુવર્ણ કાઢયુ કુંડથી, નીરે શીતળ કીધ,
દીઠે ભવ ભાવઠ ગઇ, સકળ મનોરથ સિદ્ધ. ૭
નારી મૂકી ભુવનમા, જંપી પ્રેમ વચન;
હું આવું જવાળી કરી, સચિવતણું જે તન. ૮
વેગે ત્યાંથી નિસર્યો, મુદ્રાંકિત કરી ગેહ;
શોધે પહોરે તે ત્યહાં, મંત્રી પામ્યો નેહ. ૯

